જ્યારે એક એકની સાથે અથડાતી ત્યારે વિજળીની પેઠે ચમકારા થતા હતા. ભાલા લશ્કરમાં ઉછળતા હતા, અને ક્ષણે ક્ષણે ઘણાએક અભાગિયા માણસો ભોંય ઉપર પડતા હતા. લડાઈનો ગડબડાટ, મરતાં માણસોની ચીસ તથા ઘાયલ માણસો રગદોળાઈ જતાં હતાં તેઓનાં દુ:ખની બુમોથી તે જગા ખરેખરી ભયંકર થઈ રહી હતી. યુદ્ધ ખુબ જોસમાં મચી રહ્યું હતું. આકાશમાં ગીધ, સમડી, અને કાગડાઓ ઘણા આનંદમાં ઉડતાં હતાં, અને થોડી વાર પછી એક મોટી ઉજાણી તેઓને મળશે એવી તેઓને ખાતરી હતી. લોહીની નીક ત્યાં વેહેવા લાગી. એક તરફથી મુસલમાનોની "અલ્લાહુ અકબર" અને બીજી તરફથી હિંદુઓની "હર હર મહાદેવ" નીચીસથી આકાશ ગાજી રહ્યું હતું; સઘળા રજપૂત સીપાઈઓ પેહેલાં નિરાશ થયલા જણાતા હતા તો પણ આ યુદ્ધપ્રસંગે તેઓ સિંહની પેઠે લડ્યા. તેઓએ પોતાના નામનું સાર્થક કીધું. તે સઘળાઓમાં ત્રણ માણસનું શૂરાતન વધારે દેખાઈ આવતું હતું. એક તો શંકળદેવ રાજા જેણે બહાદુરીનાં અનેક ચમત્કારિક કામો કીધાં; તેને મારવાનો ઘણાએક માણસોએ પ્રયત્ન કીધા પણ તે સઘળા નિષ્ફળ ગયા, અને તેઓએ પોતાનો જીવ ખોયો. બીજા ભીમદેવ. તેણે પણ આ લડાઈમાં મહેનત કરવામાં કાંઈ કસર રાખી નહી. પોતાનું શરીર અમર હોય એમ તે અગાડી ઉભો રહ્યો હતો. તેના ઉપર તીરનો વરસાદ વરસતો હતો, અને તે શી રીતે જીવતો રહ્યો એ જ આશ્ચર્યકારક હતું. પણ સઘળાથી પેલા રાજાના નવા સરદારની બહાદુરી જોવા લાયક હતી. તેનો આ વખતને વાસ્તે જ નવો અવતાર થયો હોય એમ જણાતું હતું. તેનું શરીર જે પહેલાં અશક્ત દેખાતું હતું તેમાં હમણાં જાણે રાક્ષસે પ્રવેશ કીધો હોય એટલું તેનામાં બળ આવ્યું હતું. તે દુશ્મનના લશ્કરમાં ઘણો જ સંહાર કરતો જતો હતો, અને રાજાની હ[illegible] તેના રહીને તેણે તેનો કેટલીએક વાર જીવ ઉગાર્યો હતો. [illegible] પાસે [illegible] સઘળ[illegible]. તેના શરીરમાં ઘણાએક ઘા વાગ્યા હતા; પણ તેના જુસ્સાના આવેશમાં તેને કાંઈ જણાતું ન હતું. મરવું એ જ ઠરાવ કરીને તે લડતો હતો. પોતાના સરદારોને તથા રાજાને યુદ્ધ કરતા જોઈને સીપાઈઓને પણ ઘણું શૂર ચઢ્યું હતું, અને તેઓ મરણીઆ થઈને કતલ કર્યાં જતા હતા.

મુસલમાન સીપાઈઓએ આગળથી એવું ધાર્યું ન હતું કે હિંદુઓ આટલી બહાદુરીથી લડશે. તેઓ સહેલથી ફતેહ મેળવવાનું ધારતા હતા, માટે તેઓનો આગ્રહ જોઈને તેઓ ઘણા નાઉમેદ અને જરા નાહિંમત થયા. જેમ જેમ તેઓની હિંમત ઓછી થતી ગઈ તેમ તેમ હિંદુઓનો જુસ્સો વધતો ગયો, અને તેઓએ એવા જોરથી એક ધસારો કીધો કે મુસલમાનો ગભરાયા, અને તેઓમાં એકાએક ત્રાસ પેઠાથી સઘળા નાસવા લાગ્યા. મલેક કાફુરે તેઓને અટકાવવાને ઘણી મહેનત કીધી, પણ તે સઘળી વ્યર્થ ગઈ. જ્યારે તેઓ એક કોશ સુધી

જઈ ઉભો રહ્યો. એ પ્રમાણે ગુર્જર દેશના છેલ્લા રજપૂત રાજા કરણ વાઘેલાનો અંત આવ્યો, વનરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, અને એવા શૂરા અને નામાંકિત રજપૂત રાજાઓની ગાદીએ બેસનાર કરણ રાજા એ પ્રમાણે માર્યો ગયો, અને તેની સાથે ગુજરાતનું રજપૂત રાજ્ય ડુબી ગયું તે ફરીથી પાછું ઠેકાણે આવ્યું નહી. વાંચનારાઓ! આ ગુજરાતના શબ ઉપર થોડાં થોડાં આંસુ પાડો. તેના મોત પછી ગુજરાત રંડાયું તે પરદેશના મ્લેચ્છ લોકના હાથમાં ગયું; તેના ઉપર પરદેશી જંગલી લોકોનો જુલમ પડવા લાગ્યો. મહમ્મદ બેગડા અને એવા બીજા અમદાવાદના પાદશાહોએ તેની ઘણી ખરાબી કીધી. મરેઠા લોકોએ તેની ઉપર અતિશય લુંટફાટ કીધી, દેશમાં નાના ખંડિયા રાજાઓ થઈ ગયા, અને એ પ્રમાણે ગુજરાતની છેક દુર્દશા થઈ. ગુજરાતનું સ્વતંત્ર રજપૂત રાજ્ય આ પ્રમાણે લય પામ્યું; ગુજરાતનો અહિમાનો વખત પુરો થયો, તેની ઠેકાણે ઠેકાણે ભાંગી તુટી નિશાની માત્ર રહી ગઈ છે. હજી સિદ્ધપુરની રુદ્રમાળા, પાટણનું સહસ્ત્રલિંગ તળાવ, અને બીજી ઈમારતો એ ગયલા દહાડાની સાક્ષી પૂરે છે, તથા રજપૂતોની એક વાર થયલી ચઢતી કળા દેખાડી આપે છે. પણ એ વાત બન્યાને આજ લાંબી મુદ્દત થઈ છે. કરણ વાઘેલાના મોત પછી સાડે પાંચસે વર્ષ વહી ગયાં છે. તે વખતના અને હમણાંના ગુજરાતમાં ઘણો ફેર પડી ગયો છે. તે રજપૂતો, તે મુસલમાનો, અને મરેઠાઓ કયાં ગયા? તેઓની હમણાંની અવસ્થા જુઓ. હમણાં એદી, અફીણી, નિર્બળ, અક્કલહીન રજપૂતો તે વખતના શૂરા, જોરાવર ને બુદ્ધિમાન રજપુતોના વંશના છે, એમ કોણ માનશે? હમણાંના ભૂખે મરતા, અશક્ત, અજ્ઞાન મુસલમાનો તે વખતના મુસલમાનોની ઓલાદના છે એ માનવું પણ કઠણ પડશે નહી? અને મરેઠાઓનું પણ નામ જ રહી ગયું છે. તેઓ સઘળા પશ્ચિમ તરફના ગૌર વર્ણના માણસોના હાથ નીચે દબાઈ ગયા છે. ભાટ, ચારણ, અને બીજા રાજ્ય દરબારને લગતા લોકો પણ નહાસ અને જંગલમાં ભટકતા માલમ પડે છે. અંગ્રેજના એક છત્ર નીચે સઘળું ગુજરાત આવી રહ્યું છે, અને પરમ કૃપાળુ ઈશ્વરની ઈચ્છાથી એ પરદેશી લોકોના હાથ નીચે આ પ્રાંત પાછો મોટો થશે; પાછું કોઈ જુદી જ રીતનું નામ કહાડશે; અને વિદ્યા, કળા અને સુધારો સઘળે પથરાઈને આ રળિયામણો પ્રાંત ઈશ્વરની વાડી, લક્ષ્મીનું ધામ, તથા સદ્‌ગુણનું સ્થાન થઈ પડશે. અસ્તુ!

